# સારંગીવાળો




દકો ગરીબ બહુ. એની પુંજીમાં માત્ર એક એની સારંગી. એ ને એની વહુ બે જણાં ઝુંપડીમાં રહે, ને સુખે દુઃખે દહાડા કાઢે.

પણ શાદકો સારંગી સરસ બજાવે. એ સારંગી આપણા જેવી નહિ. એ તો રૂશિયા દેશની સારંગી. બેહાલા નામથી ઓળખાય. શાદકો બેહાલા એવી સરસ બજાવે, કે એનો જોટો ન મળે. શાદકોનું નામ સૌ જાણે. સારંગી બજાવનાર તરીકે એ બધે નામીચો. રાજા રજવાડા તેને સર અવસરે બોલાવે, ને એની પાસે બેહાલા વગડાવે.

પણ સર અવસર કંઇ રોજ હોય? રોજ

કંઇ વરસ ગાંઠ કે મિજબાની કે લગન હોય ? ન હોય. ને ખાવા તો રોજ જોઇએ. એટલે શાદકોનો ખરચ જેમ તેમ નીકળે—ન નીકળે.

એક વાર ભારે થઇ. ત્રણ ત્રણ મહિના સુધી શાદકોને કામ ન મળ્યું. ન કોઇએ બોલાવ્યો, ન બેહાલા વગડાવી. પૈસા ખલાસ થઇ ગયા. અનાજ ખૂટી ગયું. હવે કરવું શું ? સારંગી બજાવીને પોતે સાંભળે એથી કંઇ પેટ ભરાય ?

શાદકો ભાઇ ગભરાયા. એની અકળામણનો પાર રહ્યો નહિ. છેવટે બહાર જવા નક્કી કર્યું.

સાંજ પડી. એણે બેહાલા લીધી, ને નીકળી પડયો. પણ જાય કયાં ? જવાનું કોઇ ઠેકાણું નહોતું. તોયે એ તો ચાલ્યો—ટાંટીયા લઇ જાય ત્યાં. ગામ બહાર નીકળ્યો. નીચું જોઇને ચાલ્યો જાય. આડું ન જુએ. તેડું ન જુએ. રસ્તો ન જુએ.

થોડીવારે તે અટકયો. સામેજ એક ઝરણું વહે. એ તો 'આઇલ્મેન' નામનો ઝરો. ઠંડા, મીઠાં પાણી સરસર વહ્યાં કરે. ચોતરફ પહાડો. ને વચ્ચે ભગભગ ઝરો નીકળે. પવનની મીઠી લહેર આવે. શાદકો તો પાળ પર બેસી પડયો. મીઠો પવન, મીઠી હવા, સરસ જગા જોઇ એણે તો તુનતુન

તુનતુન શરૂ કર્યું. એની ચંચળ આંગળીઓ ઝપાટાભેર ફરવા લાગી. એણે તો દુઃખનું ગીત બજાવવા માંડયું. અહાહા! ગમે તેવા નિર્દયને પણ પીગળાવી નાંખે–તેવું એ દુઃખનું ગીત હતું! તેના સુર હૈયામાં લાગી જાય એવા હતા! જાણે શાદકોનું પોતાનું દુઃખ સારંગીને સૂરે સૂરે નીતરતું હતું.

શાદકો તો વગાડવામાં મશગૂલ થઇ ગયો. એવો મશગૂલ થયો કે આસપાસનું એને ભાન ન રહ્યું. સુરજ ક્યારે છૂપાઇ ગયો, વાદળાં ક્યારે ઘેરાયાં તે પણ એને ન જણાયું. પછી તો ઝરમર ઝરમર વરસાદ પણ આવ્યો. તો યે એ તો પોતાના તાનમાં ને તાનમાંજ રહ્યો. અચાનક એક મોટો કડાકો આકાશમાં થયો. ત્યારે એ ચમકયો. એણે જોયું કે ઝાપટું શરૂ થયું છે, હવે એમ ખુલ્લામાં બેસવાથી માંદા પડાશે. ત્યારે એ ઉભો થયો ને ઘર તરફ વળ્યો.

પણ ઘર તરફ નીકળ્યો ત્યારે જાણે એની અકળામણ જતી રહેલી. દિલ ખુલ્લું થયું હતું. ગભરાટ નહોતો. મન ખુશમિજાજ હતું. શાથી એમ થયું હશે? કોણ જાણે. બીજે દહાડે પણ એ

સાંજે નીકળ્યો. તેજ જગાએ ગયો ને વગાડવા લાગ્યો. ફરી પાછો વરસાદ આવ્યો. તોયે શાદકો તો બજાવવામાંજ મશગૂલ રહ્યો. બીજા કશાનું એને ભાન નહિ. ખૂબ સખત ઝાપટું આવ્યું. તોયે એ તો વગાડતોજ રહ્યો. ધીમે ધીમે વરસાદ નરમ પડયો. ચાંદો ઉગ્યો. ઝરણાનાં પાણી જાણે રૂપે મઢાઇ ગયાં.

અચાનક શાદકોની નજર સામે પડી, ને તે ચમકયો. કોઇ નવીજ જાતનું માણસ સામે-પાણી પર ઉભું હતું. દેવ હશે કે રાખ્ખસ? કોણ જાણે. શાદકો તો ગભરાયો. એની બેહાલાના સૂર બગડી ગયા. પણ પેલા અજબ જેવા માણસે કહ્યું: ડરીશ મા, શાદકો! હું જળનો દેવ છું-વરૂણ દેવ. બે દહાડાથી તું અહિં વગાડે છે તે હું સાંભળું છું. તને બહુ સરસ બજાવતાં આવડે છે. હું તારા પર ખુશ છું. બોલ, તારે શું જોઇએ?

શાદકો તો હાથ જોડીને ઉભો થઇ ગયો. નમન કરી બોલ્યો: મહારાજ, હું બહુ દુઃખી છું. મારૂં દુઃખ દૂર થાય એવું કંઇક આપો. બીજું કંઇ ન જોઇએ.

વરૂણદેવ બોલ્યા: ભલે, ઠીક. એમ કરે. તું

પૈસાવાળો થશે. પણ તેમ છતાં તું બેહાલા બજાવવાનું ચાલુ રાખજે. બેહાલા છોડશે, તો તારૂં ભલું નહિ થાય. એજ તારી ખરી પુંજી છે.

જો, કાલે નોવેગોરોડ શહેરના વેપારીઓની મોટી મિજલસ થશે. ઉજાણી ભારે છે. ત્યાં તને વગાડવા માટે તેડશે. ખાધા પીધા પછી વાતોના તડાકા ચાલશે. ત્યારે તું કહેજે, કે 'આહ્લિમેનના ઝરામાં સોનાની માછલીઓ છે.' કોઇ તારૂં કહેવું માનશે નહિ. ત્યારે તું કહેજે: ભલે, આપણે શરત કરો.



હું જૂઠો ઠરૂં, તો મને મારી નાંખજો. હું સાચો ઠરૂં તો મને તમારી સૌની અડધી દોલત આપો. બધા કબુલ થશે. પછી તું અહિં આવી જાળ નાંખજે. એટલે ત્રણ સોનાની માછલી આવશે. બધા હાર કબુલશે, ને તને અડધી દોલત આપશે. જા. ફત્તેહ કર.

એમ કહી વરૂણદેવ તો ગેબ થઇ ગયા. પાણીમાં ડૂબી ગયા. શાદકો મનમાં ખુશ થતો થતો ઘેર આવ્યો. ઘેર આવીને ઉંઘી ગયો.

(૨)

બીજે દહાડે સ્હવારે ઉઠીને શાદકોએ ઝુંપડીનું બારણું ખોલ્યું. બહારજ માણસ બેઠેલો. તેણે કહ્યું: અમારે ત્યાં વેપારીઓની મિજલસ છે. તમને તેડ્યા છે. ચાલો.

ન્હાઇ ધોઇ બેહાલા લઇ શાદકો ઘેરથી નીકળ્યો.

શાદકો આજે લહેરમાં હતો. હવે સુખી થઇશું એવી એને આશા પડી. એ આશામાં તેનું સંગીત ખીલ્યું. બહુ અચ્છું બજાવ્યું. સૌ રાજી રાજી થયા. ગાનતાન પૂરૂં થતાં જમ્યા. પછી વાતોના તડાકા ચાલ્યા. વાતમાં ને વાતમાં શાદકો કહે: બધાએ નવી નવી વાતો કહી. હવે હું કહું.

આઇલ્મૅનના ઝરાની વાત કોઇ જાણે છે? એમાં સોનાની માછલીઓ છે!

બધા ખડખડ હસી પડ્યા: જા, જા! ઉંઘે છે કે જાગે છે? વળી સોનાની માછલી તે હોતી હશે? ગપ્પાં મા લગાવ.

શાદકો કહે: તમે નહિ માનો. પણ બતાવી આપું. શરત કરો. હું એ વાત પર માથું આપવા તૈયાર છું.

પાછા બધા ખડખડ હસ્યા. એવા કંગાળ સાથે શરત શી? પૂરૂં પેટભર ખાવા તો પામે નહિ, લુગડાં તો ચીંથરેહાલ. એની સાથે શરત કેવી?

પણ શાદકોને હિંમત હતી. એ કેમ થાકે? એ તો ખખડીને બોલ્યો: બીજી વાત જવા દો. શરત કરો. મારી પાસે પૈસા નથી. હું હારૂં તો મારૂં માથું આપું. કાપી લેજો. તમે હારો તો તમારી અડધી દોલત આપો. બોલો, કબુલ છે?

બધાને લાગ્યું કે આ કંઇ ગાંડો થયો છે કે શું? વળી સોનાની માછલી તે ઝરામાં હોય? પણ ગમ્મત જોવા ઘણા બોલ્યા: ચાલ, ચાલ. કબુલ છે. બતાવી આપ.

તમાસો જોવા બધા કૂદી ઉઠ્યા. થોડાક

ઘરડા હતા, તેમને આ ન ગમ્યું. તેમને શાદકોનું ગાણું ખૂબ પસંદ. એ વળી આ તોફાનમાં ક્યાં પડ્યો, એમ તેમને થયું. આ જુવાનિયાઓ એને હેરાન કરશે. એને મારી નાંખશે. તેમણે સૌને ના કહી, કે આવી શરત ન હોય. બહુ બહુ સમજાવ્યું. પણ ન પેલાએ માન્યું, ન શાદકોએ.

(૩)

ઝરા પાસે બધા આવ્યા. શાદકોએ મનમાં વરૂણદેવ સંભાર્યાં. જાળ નાંખી. શું આવે છે તે જોવા બધા કૂદતા હતા. ઓહોહો! ખરેખર—આ તો સોનાની માછલી, એક બે ત્રણ! વાહ!



શરતમાં હાર્યા એટલે સૌએ પોતાની અડધી દોલત આપી. શાદકો તો તવંગર થઇ ગયો. ધોળા પત્થરનું ઘર બં-

ધાવ્યું. સ્ત્રી માટે ઘરેણાં વસાવ્યાં. અચ્છા અચ્છાં લુગડાં કરાવ્યાં. સારંગીને હીરે મઢી. પણ સારંગી વગાડવાનું ધીમે ધીમે ઓછું થતું ગયું. પૈસો ખૂબ થયો, એટલે શા સારૂ વગાડે? છેવટે તે ફક્ત દિવાલે ઝૂલતી રહી. શાદકો એને અડેય નહિ.



એક દહાડો વહુએ પૂછ્યું: આ તમને થયું છે શું? તમારી લાડકી સારંગીને છેકજ ભૂલ્યા ને? હવે તો એને જોતાયે નથી તે!

શાદકો કહે: હવે શા સારૂ એ ખટપટ! હું કંઇ ગરીબ સારંગીવાળો નથી. હું તો શાદકો શેઠ છું. સારંગીથી મારૂં શું દળદર ફીટે?

ખરેખર! શાદકો ભાઇ તો ખરેખરા શેઠ બનેલા. રોજ એને ત્યાં સારૂં સારૂં ખાવાનું થાય. ગાનતાન ચાલે, પણ પોતે ન વગાડે.

એક દહાડો મિજબાની હતી. જમ્યા કેડે વાત નીકળી, કે નોવેગોરોડ શહેરમાં સૌથી પૈસા-વાળો કોણ હશે? સૌ કોઇ અમુક તમુકની વાતો કરવા લાગ્યા.

શાદકો કહે: પણ મારી તોલે કોણ આવે? મારી દોલતનો કંઇ હિસાબજ ન મળે. રોજ આખું

બજાર હોર્યા કરૂં તોયે ન ખુટે. પૈસોજ પૈસો.

એક જણ બોલ્યોઃ એ તો ખોટી વાત. એવું બનેજ નહિ. બહુ તો એક બે દહાડા ચાલે. રોજ ને રોજ તો બજાર ન ખરીદાય. કોઇથીજ નહિ ખરીદાય. બેચાર દહાડે પૈસો પૂરો થઇ રહે.

એ સાંભળી શાદકોને ઝટકો લાગ્યો. હેં! મારૂં અપમાન! હું ખોટ્ટો!

તે ગુસ્સાભેર બોલ્યોઃ એએમ! નથી માનતા? ચાલો, શરત મારો. ૫૦ કરોડ રૂબલની શરત. હારો તો તમે આપો. જીતો તો હું આપું.

રૂબલ એટલે રૂશિયાનો રૂપિયો. આપણા રૂપિયાથી જુદીજ જાતનો. કિંમત થોડી હેરફેર. પણ પચાસ કરોડ રૂબલ એટલે શું? અધધધધધ!

મિજલસમાં મોટા મોટા વેપારીઓ હતા. કોઈ પાછા પડે તેવા નહોતા. શરત કબુલ થઇ.

બીજા દહાડાથી કામ શરૂ થયું. આખું બજાર શાદકોના માણસોએ ખરીદી આણ્યું. શહેરમાં શરતની વાત ફેલાઇ ગઇ. રાતોરાત દુકાનદારો ગામ પરગામ દોડ્યાઃ કીંમતી વસ્તુઓ લાવ્યા. દુકાનો ભરી દીધી. ભાવો વધારી મૂક્યા. સ્હવારે પાછું બજાર ચિકાર.

બીજે દહાડે શાદ્કોએ ફરી આખું બજાર ખરીધું. ત્રીજે દહાડે પાછું એવુંજ છલાછલ. પાછું લેવું પડ્યું. તે દહાડે રાત્રે વહુ બોલી: જુઓ, આમ તો કેમ ચાલશે? આમ બે ચાર દિવસ ચાલ્યું તો આપણો બધો ઠાઠમાઠ જતો રહેશે. અમીરી ઉડી જશે. પાછા ઝુંપડે રહેવા જવું પડશે. તેના કરતાં મારૂં માનો. હાર કબુલી લો. ૫૦ કરોડ આપી દો, ને પંચાત મટાવો. આટલે પતશે તોય ઘણું રહેશે.

વાત ઠીક લાગી. શાદ્કોને ગળે ઉતરી. એને લાગ્યું, હું મૂરખો ખરો. ચડસાચડસીમાં હું બધી દોલત ગુમાવી દઇશ.

ચોથે દહાડે ભાઇએ કબુલ કર્યું, કે હું હાર્યો. દંડની રકમ ભરી દીધી. વેપારીઓને સલામ ભરી.

પણ એને મનમાં બહુ ખરાબ લાગ્યું. આ શહેરમાં હવે રહેવું નહિ, એમ એને થયું. વેપાર ખેડવા પરદેશ ઉપડવાનો એણે મનસૂબો કર્યો. તેમ ન કરૂં, તો આ ખોટ શેણે પૂરાય?

પણ વહુને એ ન ગમ્યું. તે બોલી: હવે વેપાર ને બેપાર. વાતજ જવા દોને. આ છે તેય બહુ છે. પહેલાં મુઠ્ઠીભર પણ ખાવા નહોતું મળતું. તેવું

તો હવે નથી ! એ વાત મને નથી ગમતી. વેપાર બેપાર આપણે કરવો નથી. એક કામ કરો. તમે ઘરમાં બેસો ને બેહાલા બજાવો. હું સાંભળીશ. આપણો વખત ખુશીખુશાલીમાં પસાર થશે.

પણ શાદકોનું મન ન માન્યું. વહુનું કહેવું એણે ન સાંભળ્યું. એણે તો એક વહાણ લીધું, ને માલ ભરી ઉપડ્યો. છેલ્લે છેલ્લે વહુએ એને પેલી બેહાલા આપી: આ લેતા જાઓ. કંઈ ને કંઇ કામ લાગશે.

(૪)

શઢ છોડાને વહાણ ઉપડયું. ભૂરા દરિયામાં હિંડવા માંડયું. થોડા દહાડા તો ઠીક ગયા. પણ પછી દરિયો રૂઠયો. વાવાઝોડું થયું. વાદળાં ચઢી આવ્યાં. વરસાદ પડયો. મોજાં પહાડ પહાડ જેવડાં ઉછળે. વહાણ હાલમડોલ થાય. બધા બીધા, કે હવે ડુબી જવાના. ખલાસીઓ કહેવા લાગ્યા—કપ્તાન પણ બોલવા લાગ્યો: વરૂણદેવ ગુસ્સે થયા હશે. એમને ખુશ કરીએ તો કંઇ વળે. નહિ તો વહાણે ડુબશે ને આપણે પણ ડુબી મરીશું.

એ સાંભળી શાદકો બોલ્યો: આપણે વરૂણ-દેવને કંઇ ભેટ આપો. એમ કરો. સોનાની એક

પાટ દરિયામાં નાંખો.

સોનાની પાટ નંખાઇ. પણ કંઇ ન વળ્યું. મોજાં ઠંડાં ન પડ્યાં. વળી પાટ નાંખી. ફોગટ. ફરી નાંખી. એમ એમ કરતાં સાત પાટ નંખાઇ. તોયે દરિયાએ તોફાન ન મૂક્યું. તે તો વહાણને કોળાયો કરી જવા કૂદી રહ્યોજ હતો.

ખલાસી બોલ્યાઃ એકાદ માણુસનો ભોગ આપીએ તો કંઇ વળે. બાકી તો બધાજ ડૂબી જઇશું. એક જણ જીવ તજે તો બીજા બચે.

પણ જાણી જોઇને મરવા કોણ રાજી હોય? વાત વિચાર કર્યા પછી શાદકોએ હુકમ કર્યો: આપણે દરેકનું નામ એકેક લાકડાના ટુકડા પર લખો. પછી એ ટુકડા પાણીમાં નાંખો. જે નામ-વાળો ટુકડો ડૂબી જાય, તેણે પાણીમાં પડવું.

એ રીતે કરવામાં આવ્યું. એક મોટી પાણીની કુંડીમાં લાકડાના ટુકડા નંખાયા. સૌના ટુકડા તરવા લાગ્યા. શાદકોના નામવાળો હેઠે બેઠો.

શાદકોનું મ્હોં પડી ગયું. મરવાનું કોને ગમે? એણે કહ્યું: એકજ ફેરીમાં સમજાય નહિ. ફરી કરી જુઓ. જોઇએ, કોનું નામ આવે છે?

ફરી શાદકોનુંજ નામ આવ્યું. હવે વાંધો

કેમ કઢાય ? વાંધો કાઢે તોયે સાંભળે કોણ ? માછી ખલાસી એને ધક્કો મારી પાણીમાં હડસેલવાને કૂદી રહ્યા હતા. શાદકો તૈયાર થયો. તેણે કહ્યું: ભલે, હું પાણીમાં પડીશ. પણ મને સારૂં જેવું એક પાટીઉં આપો. મોટું પાટીઉં.



ખલાસીઓએ એક લાંબું પહોળું પાટીઉં દરિયામાં તરતું મૂકયું. ને શાદકો તે પર કૂદી પડવા જાય છે, ત્યાં તો સારંગી યાદ આવી. છેલ્લું છેલ્લું ગીત વગાડી લેવું, વગાડતાંજ મરવું એમ એને થયું. સારંગી લઇને તે પેલા પાટીયા પર કૂદી પડયો.

કેવી સ્થિતિ? એક મોટા પાટીયા પર, અગાધ સમુદ્રમાં ને સાથે ફક્ત એક સારંગી! મૃત્યુના ડાચામાંજ કની?

શાદકોએ છેલવેલ્લી સારંગી બજાવવા માંડી. એણે એમાં મૃત્યુનું ગીત બજાવવા માંડયું. તરતા પાટીયા પર બેસી સરસમાં સરસ રીતે એ બજાવવા લાગ્યો. કોઇ અજબ ધૂન મચી ગઇ. એટલું સરસ એણે કોઇ દિવસ ન બજાવેલું. એ બજાવવામાં ગુલતાન બન્યો. વહાણ ભૂલ્યો, દોલત ભૂલ્યો, સ્ત્રીને ભૂલ્યો, બધું ભૂલ્યો. ફક્ત એ ને એની સારંગી–દુનિયામાં બેજ વસ્તુ એને યાદ હોય એમ થયું. કોઇ અજબ સંગીત સારંગીમાંથી પ્રગટ થયું. એ ગીતની લહેરમાં ને લહેરમાં શાદકોને તો ઉંઘ આવી ગઇ. પાટીઉં તરતું રહ્યું. સારંગી સરી પડી, એ પણ ઢળી પડ્યો ને ઉંઘી ગયો.

જ્યારે જાગ્યો ત્યારે ક્યાં હતો? ઓહોહો? આ તો કોઇ મોટો મહેલજ છેને? એક મહેલ પર ખાટલામાં પોતે સૂતેલો. મહેલમાં હીરા મોતી જડેલા. બહાર આવજા પણ ઘણી. શહેર મોટું લાગે. પણ જતા આવતાં માણસો નવાઇ જેવાં. અડધાં માણસ ને અડધાં માછલાં; મોઢું માથું

બરાબર, પણ પગને ઠેકાણે પૂંછડાં—માછલીના જેવાં. શાદ્દકો સમજ્યો કે આ દરિયાઇ પરીઓનું શહેર હશે. ને વળી આ મહેલ તેની રાણીનો હશે.

એણે જાગીને આંખો ચોળી. બધું જોયું. બેઠો થયો. એટલામાં એક દરિયાઇ પરી એની પાસે આવી. એના તરફ તાકી તાકીને જોયું. પછી બોલીઃ તુંજ કે શાદ્દકો સારંગીવાળો?

જવાબ દીધોઃ હા હુંજ.

તે બોલીઃ મારી સાથે ચાલ. વરૂણદેવ તને બોલાવે છે.

શાદ્દકો તેની સાથે ગયો.



હીરાનું સિંહાસન. મોતીનું બિછાનું. રતન જડેલું છત્તર. બિછાના પર બેઠેલા વરૂણદેવ. બે

બાજુ બે જણુ ચમ્મર ઢોળે. શાદકો તો હાથ જોડીને ઉભો રહ્યો.

દેવ બોલ્યાઃ કેમ અલ્યા, તને આટલી દોલત આપી, તેમાં બગડયોને! તને ગુમાન આવ્યું. મેં કહેલું તે તું વીસરી ગયો ને સારંગીને હડસેલી મૂકી! શરત હાર્યો તોયે ભાન ન આવ્યું! સાવ લોભિયો થઇ ગયો. તેથીજ, તને સાનમાં આણવા મેં આ કર્યું. હવે તારો લોભ હું પૂરો કરવા માંગું છું. બોલ, કેટલી દોલત જોઇયે. જેટલી જોઇએ તેટલી આપું. પણ શરત એક. સારંગી ભાંગાને ફેંકી દેવી પડશે. શાદકો વિચારમાં પડ્યો. દોલત લેવી કે સારંગી રાખવી? શું કરવું? દોલત શાથી મળી? સારંગી વડેજને? સારંગી સાંભળી તો વરૂણદેવ ખુશ થયા. ને દોલત મળી.

પણ ત્યારે આખી જીંદગી બજાવ બજાવ કરવું? રોજ ઘરાક ક્યાંથી મળે? રોજ સારંગી કોણ સાંભળે? પૈસા હોય તો સારંગી બહુ મળે. સાચવીને વાપરીએ તો પૈસા ચાલ્યાજ કરે. પણ પુષ્કળ દોલત મળવી જોઇએ. પૈસો હોય તો બધું છે. પૈસા વગર કંઈ નહિ.

લોભ એ અજબ વસ્તુ છે. શાદકોએ તો

ત્યાંજ સારંગી ભાંગી ફોડીને ફેંકી દીધી.

વરૂણદેવે શાદકોને દોલત આપી. હીરાજડેલો મહેલ બનાવ્યો. શાદકોને રહેવા આપ્યો. ખૂબ નાણું આપ્યું. શાદકો તો મોજથી રહેવા લાગ્યો.

પણ મોજનોયે કંટાળો આવે? થોડું દુઃખ ન હોય તો સુખની ગણતરી શી? પૈસાથીજ કંઇ બધું ચાલે છે? એકલડોકલ જીવવું શું? શાદકોને તો વહુ યાદ આવી. સગાં વહાલાં યાદ આવ્યાં. પોતાનું વેપારી વહાણ યાદ આવ્યું. એને લાગ્યું કે મારી વહુ તો રડી રડીને અધમૂઇ થઇ ગઈ હશે. શાદકો મુંઝાવા લાગ્યો. અકળાવા લાગ્યો. હીરાનો મહેલ અકારો લાગ્યો. જરા ગમે નહિ.

પણ હવે શું? સારંગી હતી ત્યાં સુધી ગમે તેવું દુઃખ એ ભૂલી જાય. તુનતુન કરવા માંડે કે તરત મન હલકું પડે. દુઃખ ભૂલી જાય. પણ હવે? બેહાલા તો ભાંગીને ફેંકી દીધી. હવે કંઇ તે બજાવાય? શાદકો તો દુઃખી દુઃખી થયો. કશું ગમે નહિ. વળી અહિં તો મરાય પણ નહિ. બધાં અમર. દુઃખી હોય તેણે દુઃખમાં સબડયાં કરવાનું.

શાદકો તો સૂકાઇ હાડકાંના માળા જેવો થયો.

એક દહાડો વરૂણદેવે એને પૂછ્યું. કેમ શાદકો? આમ કેમ? મેં તને જોઇએ તેટલી દોલત આપી. છતાં આમ કેમ?

શાદકો શું જવાબ આપે? તેના હોઠ ઉપડે નહિ. તેની આંખમાંથી ડબડબ આંસુ પડ્યા.

વરૂણદેવ બોલ્યા: હવે અહિંથી પાછા તો જવાયજ નહિ. તું દુ:ખી થાય તે નકામું. જોઇયે તો પરણાવી આપું. બોલ.

પણ શાદકોને પરણવું નહોતું. એને અહિં રહેવુંજ નહોતું. પણ બોલાય કેમ? એણે કહ્યું. સાત દહાડા રહીને કહીશ.

વારૂ. સાતમે દહાડે પરણવું હોય તો હા કહેજે. પરણાવીશ. નહિ તો ના કહેજે.

એક પછી એક દિવસ જવા લાગ્યા. શાદકોને સુઝ ન પડે કે પરણવું કે નહિ. જવાબ શું દેવો? એ ગભરાયા કરે.

વરૂણદેવના દરબારમાં એક કવિ હતો. તેને ને શાદકોને દોસ્તી. કવિએ એને પૂછ્યું. અલ્યા, શી ગભરામણ છે? શાદકોએ બધી વાત કરી. પેલો કહે. વાત તો મુશ્કેલ ખરી. પણ તું ના કહેશે તોયે દેવ ચિઢાશે, હા કહેશે તો વળી કંઇક

વળશે. પણ તને એક યુક્તિ બતાવું. તું પરણ-વાનું કબુલ કર. પછી દેવ તને છોકરી પસંદ કર-વાનું કહેશે. તું એમની પોતાનીજ છોકરીને પસંદ કરજે. એ છોકરી ખૂબ કદરૂપી છે. છતાં દેવ તારા પર ગુસ્સે થશે. તને પરણાવશે ખરા. પણ પછી તુરતજ અહિંથી કાઢી મૂકશે. રહેવા નહિ દે. આ જુક્તિ અજમાવી જો. કામ થાય તો થાય. છોકરી બાંડો છે, એ ધ્યાનમાં રાખવું.

સાતમો દહાડો ઉગ્યો. વરૂણદેવે શાદકોને તેડાવી પૂછ્યું: કેમ પરણવું છે ?

શાદકો બોલ્યો. હા.

દેવ કહે. ઠીક ત્યારે, છોકરી પસંદ કર.

પછી તેમના હુકમથી બધી છોકરીઓને ભેગી કરી. શાદકોએ બાંડી જોઇને છોકરી શોધી કાઢી. તે વરૂણ દેવની પોતાનીજ છોકરી.

વરૂણદેવ મનમાં ચિઢાયા. પણ બહાર કંઇ બોલાય ?

લગ્નની ધામધૂમ મચી રહી. ખૂબ મોટી મિ-જબાની થઇ. વાજાં વાગ્યાં. શરણાઇ વાગી. માંડવા બંધાયા ને શાદકો ભાઇ પરણ્યા—પાણીના રાજાની બાંડા છોકરી સાથે.

સમુદ્રની નીચે ધામધૂમ ચાલે ને ઉપર ધમાલ ચાલે. મોજાં બહુ બહુ ઉછળે.

લગન થઈ ગયાં. રાત પડી. શાદકોની આંખ ઘેરાવા લાગી. ખૂબ ઉંઘ આવતાં એ ઉંઘી ગયો. સજડ ઉંઘી ગયો.

જ્યારે જાગ્યો, ત્યારે—ઓ હો! આ શું! ઘામ ધખતો હતો. તડકો ભારે. પોતે એક બેટ પર પડેલો. આસપાસ પણ માણસનું નામ નહિ. એકલો પડેલો. બસ, બીજું કોઇ નહિ. એણે આંખો ચોળી. આ બધું જોયું તે સપનું હતું? શું હતું?

ના ના! આ શું? સારંગીના કટકા તો પાસે જ પડ્યા છે.

પોતે ક્યાં છે તે સમજાયું નહિ. શાદકો ગભરાયો. ઉઠીને ઉભો થયો. દૂર દૂર નજર કરી, તો ચોમેર અફાટ સમુદ્ર દેખાય છે!

શાદકોએ નિસાસો મૂકયો. માથે હાથ દઇને બેઠો.

થોડીવારે ઉભો થયો ને જોવા લાગ્યો તો દૂર દૂર એક કાળો ડાઘો જણાયો. ધીરે ધીરે એ ડાઘો વધતો ગયો ને પાસે આવતો ગયો. થોડીવારે જ-

ણાયું કે એ તો વહાણજ છે. એ તો રાજી રાજી થઇ ગયો. આ વહાણમાં બેસીને દેશ જવાશે એમ એને થયું.

એણે ઝભ્ભો કાઢીને હવામાં ઉંચો ઉંચો ઉડાડવા માંડ્યો.

પેલા વહાણનો કપ્તાન સમજી ગયો. ગઇ રાત ભારે તોફાની હતી. ઘણાં વહાણ ડૂબેલાં. તેમાંનોજ કોઇક બચેલો જીવ હશે એમ એને લાગ્યું.

વહાણ ધમધમાટ પાસે આવ્યું. શાદકો અચંબો પામ્યો. કપ્તાન અચંબો પામ્યો.

એ તો એનુંજ વહાણ—એનું પોતાનુંજ! એજ રાતો રંગ—એજ કપ્તાન—એજ માછીઓ!

કપ્તાન પણ રાજી થયો. ખલાસીઓ રાજી થયા. તેમનો શેઠ તેમને પાછો આવી મળ્યો. વહાણ દૂર દેશાવર માલ વેચી આવી પુષ્કળ નફો કરી પાછું આવેલું.

શાદકો તો તેમાં બેસી ઘેર પહોંચ્યો.

ઠરી ઠામ થયો. પછી વહુએ પૂછ્યું: તમારી સારંગી!

શાદકોએ પેલા ભાંગેલા ટુકડા બતાવ્યા.

વહુ બોલીઃ અરરર! ભાંગી કેમ કરતાં ગઇ?

શાદકોએ બધી વાત માંડીને કહી. એની વહુની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. ધીરે ધીરે તે રડવા લાગી. ચોધાર આંસુ પડવા લાગ્યાં. પાસે-જ સારંગીના ટુકડા પડેલા. તે પર ટપ ટપ ટપ ટીપાં પડ્યાં!

પણ કેવું અજબ! એ ટીપાં કટકા પર પડતાંજ કડકા જોડાવા મંડ્યા—સંધાવા લાગ્યા! વહુના આંસુથી સારંગી સંધાઇ ગઇ!

શાદકો ભારે રાજી થયો. કૂદી ઉઠ્યોઃ હાશ, મારી સારંગી! મારી સારંગી! એ ગુમાવીને મેં બધું ગુમાવ્યું! એને હવે હું કેમ છોડીશ?

શાદકો તો તુરત બેહાલા લઇ બેસી ગયો! તુનતુન તુન તુન! બજાવવા માંડ્યું! એ ને એની વહુ બંને ધૂનમાં મચી ગયાં! શાદકોની બેહાલા એવી સરસ વાગે! બંનેની આંખ ભીની હતી!

શાદકોને સારંગી પાછી મળી ખરી!



# સરકારે મંજુર કરેલાં અન્ય પુસ્તકો

**બ્રહ્માંડનો ભેદ:**–બાળકોને બોધ સાથે સાહસની પ્રેરણા આપી શકે એવી, નિર્દોષ અતિ રસીલી વાર્તા. કિં. રૂા. ૩।।

**પારસમણિની શોધમાં:**–બ્રહ્માંડનો ભેદના અનુસંધાનમાં આ પુસ્તક આફ્રિકાના રણમેદાનની અદભૂત સાહસ યાત્રા વર્ણવે છે. બહુ રસિક ને રોમાંચક છે. કિં. રૂા. ૨)

**ખાયણાં:**–બાળાઓ માટે સુંદર ટુંકા લોકગીતો. કિં. ૦।=

**પાંડવગુપ્તનિવાસ:**–શાળાઓમાં, મેળાવડામાં ભજવી શકાય એવું, સ્ત્રી પાત્ર વગરનું નિર્દોષ નાટક. કિં. ૦।।।

**ગીતાંજલિ:**–જગત્કવિ રવીન્દ્રનાથ ટાગોરનાં ગદ્યગીતોનો સરળ અનુવાદ. કિં. રૂા. ૧।

**બલિદાન:**–દેશ દેશની કુરબાનીની કથાઓ. રૂપેરંગે અનુપમ, ભેટ આપવા લાયક. કિં. ૦।=

**યમલ:**–તરૂણકવિ ચંદ્રવદન મહેતાની કરૂણ, ભાવવાહી કવિતા. કિં. ૦।

**અખો:**–શ્રી. ચંદ્રવદન મહેતા રચિત ભજવવા યોગ્ય નાટક. કિં. ૦।

દરેકનું પોસ્ટ ખર્ચ જુદું.

લખો— ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત

## પ્રત્યેક કુમારે વાંચવા લાયક

# બ્રહ્માંડનો ભેદ

સાહસનાં શૂરાતનથી ભરપૂર આ નવલકથા એકેએક શાળાના પુસ્તકાલયમાં રાખવા લાયક છે. જુનાગઢના દાક્તર પ્રતાપરાય અને તેના સોબતી બહાદુરસિંહ એક અજબ જેવો ગ્રંથ મેળવવા ચીન ગયા હતા અને ત્યાં જીવસટોસટનાં પરાક્રમો કરીને અત્યંત સંકટોમાંથી પસાર થઇને સફળતા મેળવી પાછા ફર્યા હતા. તેની કહાણી પ્રત્યેક જુવાનની નસે-નસમાં શૂરાતન અને જોમ ઉછળાવે તેવી છે. સૌરાષ્ટ્ર પત્રે આ પુસ્તક વાંચવાની ખાસ દરેક જુવાનને ભલામણ કરી છે. કેમકે એ એક નવીજ શૈલીની વાર્તા છે. ગુજરાતી ભાષામાં આટલાં સરળ નિર્દોષ અને પ્રેરક તત્વોવાળી નવલકથાઓ જૂજ હશે. ચીન દેશમાંના બૌદ્ધ મઠોની પાછળ કેવી રહસ્યમય ગુંચણી રહેલી છે, તેનું એમાં સાચેસાચું દિગ્દર્શન થાય છે. નાનાં મોટાં સૌ કોઇને એ વાંચતાં રસ પડશે.

પાકું પુઠું, સોનેરી નામ, ચાર ચિત્રો અને મોટાં કદના ૩૦૦ પાનાંના પ્રમાણમાં કિમ્મત રૂપિયા સાડા ત્રણ રાખવામાં આવી છે. પોસ્ટેજ આઠ આના લાગે છે. ભાગ બીજો કિમ્મત રૂપિયા બે. બંને ભાગ મંજુર થયા છે.

એ તેમજ અમારાં બીજાં તમામ પુસ્તકો તેમજ બાળસાહિત્યનાં પુષ્પો મુંબાઇના બધાં બુકસેલરો ઉપરાંત વડોદરા, રાજકોટ, ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળોના બુકસેલરો પણ વેચે છે. તથા વ્હીલરના રેલ્વે સ્ટેશન પરના સ્ટૉલ પરથી પણ મળશે. ગાંડીવ

# નવા યુગનાં રમકડાં

## સેટ ૧ લો

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦—૫—૦ |
| ૨ | બકુલ | ૦—૬—૦ |
| ૩ | બિરબલનો બન્ધુ | ૦—૮—૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦—૮—૦ |
| ૫ | નીલમ | ૦—૬—૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦—૪—૦ |
| ૭ | બાળાવહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ | જયબજરંગ | ૦—૬—૦ |
| ૯ | વાઘોનું વન | ૦—૪—૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦—૪—૦ |
| ૧૧ | બરફીપુરી | ૦—૪—૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦—૪—૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦—૬—૦ |
| ૧૪ | કચુંબર | ૦—૩—૦ |
| ૧૫ | ધૂપસળી | ૦—૪—૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦—૬—૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦—૫—૦ |
| ૧૮ | એક હતો કૂતરો— | ૦—૪—૦ |
| ૧૯ | કેરીનાં ભજીયાં | ૦—૩—૦ |
| ૨૦ | નવનીત | ૦—૩—૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦—૪—૦ |
| ૨૨ | મિયાઉં | ૦—૧—૦ |
| ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦—૧—૦ |
| ૨૪ | બાળડાયરી | ૦—૩—૦ |
| ૨૫ | ગોપગાંની ચતુરાઈ | ૦—૪—૦ |
| ૨૬ | ગધેડાનું રાજ | ૦—૧—૦ |
| ૨૭ | રમકડાંની દુકાન | ૦—૧—૦ |
| ૨૮ | જાદુઇ જમરૂખ | ૦—૧—૦ |
| ૨૯ | મકનો મસ્તાનો | ૦—૧—૬ |
| ૩૦ | બંગાળી બિરબલ | ૦—૬—૦ |

પોસ્ટેજ રૂા. ૧l. સ્ટેશનવાળા ગામે રેલ્વે પાર્સલ સસ્તું પડે.

## સેટ બીજો:

| | | |
|---|---|---|
| ૧ | બુલબુલામણિ | ૦)— |
| ૨ | સવાકાની આપવીતી | ૦)— |
| ૩ | ખોટી ખોટી વાતો | ૦। |
| ૪ | સિપાઈદાદા | ૦)=॥ |
| ૫ | મધપૂડો | ૦॥। |
| ૬ | કોલસાકાકા | ૦।— |
| ૭ | સબરસ | ૦)= |
| ૮ | કીર્તિસ્તંભ | ૦। |
| ૯ | રિક્કિ ટિક્કિ | ૦। |

નવી ચોપડીઓ તૈયાર થાય છે.

## મોટા બાળકો-કુમારો માટે

| | |
|---|---|
| બલિદાન | ૦।— |
| બ્રહ્માંડનો ભેદ | ૩॥ |
| પારસમણિ | ૨) |
| ગીતાંજલિ | ૧। |
| પાંડવગુપ્તનિવાસ | ૦॥। |
| ખાંયણાં | ૦।— |
| નીતિધર્મ | ૦॥ |

ગાંડીવ